૪૪૪૮

# ગોરક્ષક-ગરબાવળી.

રચનાર

કહાનજી ધર્મસિંહ.



મુંબઈ:

"નિર્ણયસાગર" છાપખાનામાં છાપી.

સંવત્ ૧૯૪૬. શાકે ૧૮૧૨.

મૂલ્ય એક આનો.

૪૪૪૮

# गोरक्षक–गरबावळी.

## प्रातःस्तुति.

### પ્રભાત—ભૈરવ.

"ઉઠ પ્રભાત નિત સમરિયે શ્રીગણેશ દેવા"—એ રાહ.

જય જય જય ગાય માય, સકલ સૂખકારી;
પ્રાત સમે પ્રણમિ કરૂં, પ્રાર્થના તમારી.—જય૦ ૧
નિર્મળ નિરખી સ્વરૂપ, અતુલ ઉપકારી;
હૃદયમાં દયા ન માય, જાઉં બલિહારી.—જય૦ ૨
પુનિત ને પ્રતાપિ તુંજ, તુંજ સાહ્યકારી;
તુંજ *પુંજ પુણ્યનો, બરોબરી ન તારી.—જય૦ ૩
કિટકથી †કરી સરીખ, સકળ દેહ ધારી;
જન્મથકી મૃત્યુ લગી, તૂજને આભારી.—જય૦ ૪
ધર્મશાસ્ત્ર અર્થશાસ્ત્ર, સ્તુતિ કરે તારી;
સહસ્ર જિભે શેષ વદે, તોય જાય હારી.—જય૦ ૫
ગાય સેવના અપાર, લાભ આપનારી;
ઉભય લોક ભય ઉતાપ, પાપ કાપનારી.—જય૦ ૬
વિશ્વપોષિણી વિલોકી, સુંદર છબિ તારી;
કાન ઉરાનંદ વૃંદ, છંદમાં ઉતારી.—જય જય૦ ૭

---

* ઢગલો. † હાથી.

# ગોરક્ષાનું ગૌરવ.

## ઘોળ—રામગ્રી–ઈત્યાદિ.

"કુંવરી કુંવર મ્હારાં લાડકાં, કરો મોશાળ વાસ"—એ રાહ.

રક્ષણ કરવા ગાયનું, લહો સદ્ય ઉપાય;
આળસમાં કાળ ગાળતાં, કાંઈ નહિ રે કરાય.—રક્ષણ. ૧
રંકમાં રંક તે ગાય ને, દૂજી દુહિતા ગણાય;
પાલન તેનું જે ના કરે, પાપી પૂરો મનાય.—રક્ષણ. ૨
દેશનું દ્રવ્ય ઘટી ગયું, ગયું શૂર શરીર;
વીરતાશ્રી ન મળે કંઈ, વાત એ છે ગભીર.—રક્ષણ. ૩
મોજ મઝા સૂખ ચેનમાં, ખરચે બહુ દામ;
પુણ્યના પંથ પેખે નહિ, નહિ ધર્મનું ધ્યાન.—રક્ષણ. ૪
વિક્રય કરવો ન ગાયનો, જહાં થાય વિનાશ;
ધારા બાંધો નાત જાતમાં, ટળે હિંસાનો ત્રાસ.—રક્ષણ. ૫
વિપ્ર સુપાત્રને ઓળખી, દેવું ગાયનું દાન;
પાળે પોષે પ્રાણ જાણિને, થાય નહિ નુકશાન.—રક્ષણ. ૬
ખેતી બને ખૂબીદાર જો, ખૂબ ખાતર હોય;
એવા પદાર્થ વિજ્ઞાનના, હેતુ કોય ન જોય!—રક્ષણ. ૭
ગાયની હિંસા ન થાય તો, થાય ધરતી રસાળ;
ખાતર ગોવરનું મળે, ફળે તરૂઓ વિશાળ.—રક્ષણ. ૮
બેલ મળે બળવાન ને, વધે વિત્ત વેપાર;
દેશોં ઉદ્યોગ જાગ્યા થકી, ભાગે ભાવઠ ભાર.—રક્ષણ. ૯
દૂધ દહીં ઘી સોંઘાં મળે, વળી સ્વચ્છ સુરીત;
આયુષ્ય સુખની વૃદ્ધિ થતાં, કાન મન પ્રફુલ્લિત.—રક્ષણ. ૧૦

---

# સદ્ગૃહસ્થોને સૂચના.

## પદ—ધનાસરી-બરવો.

"નિર્ધનકો ધન રામ, હમારો નિર્ધનકો ધન રામ"—એ રાહ.

ગોબ્રાહ્મણ પ્રતિપાળ, સુજનો ગોબ્રાહ્મણ પ્રતિપાળ. (ટેક)
સુણો શુદ્ધ શ્રદ્ધા લાવીને, તરુણ, વૃદ્ધ, ને બાલ;—સુ૦ ૧
'જય ગોપાળ' ભણાય તમોને, ધાર્મિક વચન વિશાળ;
ગોપાલક બનવું તે માટે, કરો ઉરમાં શુભ ખ્યાલ.—સુ૦ ૨
આર્યખંડ એ આર્ય જનોનું, શ્રેષ્ઠ-સ્થાન-નિર્માલ્ય;
આજ થયું ગોવધ પાતકથી, કયમ ન કરો સંભાળ ?—સુ૦ ૩
લાભ અતિ લાખેણા આપે, વણ વાચા લાચાર;
પાળક જનને ન્યાલ કરે પણ, કોને નહિ દરકાર!—સુ૦ ૪
રસ કસ ઘટી ગયા પાતાળે, થયા રંક કંગાળ;
બાળપણામાં કાળ બનેછે, દુખકર સમય કરાળ!—સુ૦ ૫
હજી સંપિ સહુ એક ચિત્તથી, કરો યત્ન સુખકાર;
કાન બને દેશોદય નિશ્ચય, સુખનાં ખુલ્લે દ્વાર.—સુ૦ ૬

## ગરબી.

"આવો હરિ શિવશંકર ભોળા"—એ રાહ.

પાળો પાળો ગાયો સૌ પ્રીતે, ભાળો ભલા લાભો નવ-
નીતે;—પાળો પાળો. (ટેક.)
પૂરે કામધેનુ સહુ કામ, ધર્મ અર્થ મોક્ષ મહા નામ;
ધેનુવિના કંઇ ન પવિત્ર ધામ,—પાળો પાળો ગાયો સૌ પ્રીતે. ૧
ઘોડાં ટાડાં વાંદરાં ને શ્વાન, પાઇ પય પુષ્ટ કરે શ્રીમાન;
કહો પણ શું કરે એ કલ્યાણ?—પાળો પાળો ગાયો સૌ પ્રીતે. ૨
ચરી તૃણ ગુણ અગણિત કરે, દહીં દૂધ માખણ ઘૃત ભરે;
અંતે તન તાપ અગાધ હરે,—પાળો પાળો ગાયો સૌ પ્રીતે. ૩

તારે ભવસાગર થઇ ત્રાતા, ભીડ કરે સાહ્ય જાણે ભ્રાતા;
માતાપેરેં અવિચળ સુખદાતા,–પાળો પાળો ગાયો સૌ પ્રીતે. ૪

ભણી ગણી અર્થ વિચાર કરો, ઘણા ગુણનો એ અખૂટ ઝરો;
ખરા સૂખનું દ્વાર શું વિસરો ?–પાળો પાળો ગાયો સૌ પ્રીતે. ૫

દુઃખી દશા જાય દરિદ્રપણું, બને હિંદનું હીત નિત્ય ઘણું;
ખુલે ભાગ્ય કાન ત્યારે આપણું,–પાળો પાળો ગાયો સૌ પ્રીતે. ૬

---

## ગોસેવાની મહત્તા.

### ગરબી.

"હરિ ભજન થકી, છોટા હોય તે સહુથી મોટા થાય"—એ રાહ.

સહુ નરનારી, ગાયતણું ગુણગાન કરી સુખ માણીએ;
ભવસાગર આ, તરવાનું સાધન ગોસેવન જાણીએ. (ટેક)

જન જન્મથકી પયપાન કરે, તર *તક્ર જમી બળ શુદ્ધ ધરે;
અન્નવસ્ત્ર સજી એથી ઉધરે,—સહુ નરનારી. ૧

શીતળ નિર્મળ મુખડું રૂડું, કદિયે ન કરે કોનું કૂડું;
ઉર શાન્ત વિશાળ અતિ ઉંડું,—સહુ નરનારી. ૨

અણિયાળી કાળી આંખલડી, ધોળી રાતી શુભ જાતલડી;
કોઈ જાડી ઝાઝી પાતળડી,—સહુ નરનારી. ૩

રક્ષણ એનું તે આપણનું, જર મૂક્યું જાણે થાપણનું;
પણ થેલીપર તાળું મણનું,—સહુ નરનારી. ૪

એ વૈતરણી તીરે તારે, યમ મારે ત્યાંથી ઉગારે;
દે શાસ્ત્ર શાખ જેની ભારે,—સહુ નરનારી. ૫

પાલન પોષણ રક્ષણ કીજે, શુભ લક્ષણ સેવાનાં લીજે;
ઝટ કાન સરસ અમૃત પીજે,—સહુ નરનારી. ૬

---

* છાશ.

# ગોહિંસકોની ક્રૂરતા.

## ગરબો.

" વાંસલડી વાગી ને હું જાગી "—એ રાહ.

અરે થાય ગાયનો આજ વિનાશ,
કરો સહુ તેતણી તુરત તપાસ. (ટેક.)
ખરેખર ક્ષીરનો ગાય સમુદ્ર,
પિછાણે પણ તે નહિ મતિક્ષુદ્ર;
મારે કાપે મૂરખ મૂઢ અબુદ્ધ.—અરે થાય૦ ૧
પારસમણિ જગદંબા એ જરૂર,
પૂરે આશ અનજળ આપી મધૂર;
એવી ઉપકારીને મારેછે ક્રૂર.—અરે થાય૦ ૨
હિંદુભાઈ પારસી તેમ ઇસાઈ,
મોહમેદન જનસું બાંધો મિત્રાઈ;
કરો ગોરક્ષણ મૂકી જુદાઈ.—અરે થાય૦ ૩
કલ્પવૃક્ષ કામદુધા સુરધેનુ,
આપે મનવાંચ્છિત સૂખ મઝેનું;
રક્ષણ પણ કેમ બને નહિ એનું?—અરે૦ ૪
કસાઈ કેર કરેછે અકારો,
ખરે પણ તેમાં છે વાંક તમારો;
કારણ જાણી ક્રૂરતા કાં ન નિવારો?—અરે૦ ૫
પાળે તેવી જાતિ નથી એ જણાતી,
નથી ગાયો એમને ઘેર વિયાતી;
લાવે ધન નિર્ધનને દઈ ઘાતી.—અરે થાય૦ ૬
તિલક માળ ઉપવિત અંગ ધરીને,
પાળકપણું દાખવી ગાય હરીને;
વેચે નીચ રંક જનો છેતરીને.—અરે થાય૦ ૭

---

# ગોરક્ષામાટે બેદરકારી.

## ગરબો.

" મોહલે પધારો મહારાજ, માણીગર મોહલે "—એ રાહ.

સહુ સાંભળો શિક્ષા સાર, સજન જેમાં હીત તમારૂં;
થાય સુખમય આ સંસાર, માનો એક વાયક મારૂં. (ટેક)
ગોબ્રાહ્મણ પ્રતિપાળનું, નામ ધરાવો આપ;
'જયગોપાળ' વળી વદો, અતિ ઉત્તમ શબ્દ અમાપ.–સ. ૧
પણ એ નામ પ્રમાણમાં, થતાં નથી કંઈ કાજ;
ગોબ્રાહ્મણ પિડાય બહુ, તેની લેશ મળે નહિ દાઝ.–સ. ૨
ગાડી વાડી લાડીમાં, થઇ મહા મગરૂર;
પોષી નિજના પંડને, માનો પાખંડ અવર જરૂર!–સ. ૩
ધનમદથી થઇ આંધળા, ન કરે જન કલ્યાણ;
પરોપકાર સુકર્મની, મઝા જાણે ન ખલ પાષાણ.–સ. ૪
ખાતાં પીતાં ખેલતાં, ખોય દિવસ ને રાત;
ગંદા દેહના છંદમાં, કરે મમતા ભર્યા ઉત્પાત.–સ. ૫
ગોસેવા કરવાથકી, તરે સકલ સંસાર;
સફલ થાય આ જન્મ પણ, જડ જનને સમજ ન લગાર.–સ. ૬
દેશ ગયો દોલત ગઈ, ગયાં રાજ ને તાજ;
અન જળના સાંસા પડ્યા, રાખે ઈશ્વર તો રહે લાજ!–સ. ૭
વ્યર્થ તમાસા તાનમાં, ખંતે ખરચે વિત્ત;
લડે અદાલત ધીટ થઇ, ધિ:ક્ક! પુણ્યમાં ન મળે પ્રીત.–સ. ૮
વ્યાપારે વણસે કદી, દરિયે ડૂબી જાય;
ચોરો ચોરી જાય કે, આગ લાગતાં હાણી ખમાય.–સ. ૯
પણ શુભ કામે પાઇ પણ, વાપરતાં દુઃખ થાય;
વાતો વડી વદાય છે, જાતે જિભેંએ જશ ન લેવાય.–સ. ૧૦

જીવ દયાથી સર્વદા, થાશો પરમ પુનીત;
જશે દુર્દશા દેશની, પ્રભુ પ્રેરશે સુમતિ ત્વરીત.—સ. ૧૧
વાણી બુદ્ધિ ચિત્તથી, શોધો સારાસાર;
જીવન કાન સફલ બને, થાય અંતે અવશ્ય ઉદ્ધાર.—સ. ૧૨

---

## ગોમંડળની અરજી.

### ગરબો.

"ઓધવજી સંદેશો કહેજો શ્યામને"—એ રાહ.

શાણી મહારાણીજી આ અરજી સુણી,
દેશો ગોરક્ષણ પર લક્ષ વિચાર જો;
આપતણો જાણીને પૂરણ આશરો,
ગોમંડળ ઉચરે નિજનો ઉદ્‌ગાર જો.—શાણી૰ ૧
પહેલો દોષ ઘટેછે પાળક આર્યને,
વિક્રય કરતાં લેશ ન કરે તપાસ જો;
થાય અમારી પ્રાણ હાણ એ સર્વથા,
ધનવાનોને પણ નહિ મનમાં ત્રાસ જો.—શા૰ ૨
પામર એવા પાળક નરને પારખી,
પ્રક્રિ રીતે આપો એ ઉપદેશ જો;
વિનાશ પામે તેવે સ્થળ જે વેચશે,
ધારાથી શિક્ષા થાશે સવિશેષ જો.—શાણી૰ ૩
મોહમેદન ને આર્ય ઇસાઈ ક્લેશથી,
લડે પરસ્પર તેમાં નહિ કંઈ માલ જો;
નિજની ફરજ ગણીને બંધો બાંધશે,
તો થાશે આ દુર્બળ દેશ નિહાલ જો.—શા૰ ૪
દૂધ ઘી માખણ શુદ્ધ સરસ મળતાં નથી,
ચરબી ચાક ચિકાશની થાયે ભેળ જો;

શરીરબળ ને વીર્યવિના નબળાં સહુ,
સંતતી સારીનું શૂન્ય મૂકેલ જો.—શાણી૦ ૫

ઘી હોમેથી સ્વચ્છ હવા સુખદા હતી,
થાતી વૃષ્ટિ ખેતીને અનુકૂળ જો;
મરકી *મહામારી રોગો જાણ્યા નહિ,
સાત્ત્વિકવૃત્તિ શ્રદ્ધા થઈ નિર્મૂળ જો.—શાણી૦ ૬

ખાતર વગર રસાળ જમીન થતી નથી,
બળદ મળે દુર્બળ ને મોંઘે મૂળ જો;
ખેતીવાડી ઝાડી ઝાંખર થઈ પડી,
મિષ્ટ વસ્તુનાં કપીય છે આ મૂલ જો.—શા૦ ૭

પાંચ પંડનાં પોષણસારૂ થાયછે,
પચાસનાં પોષણનો ક્ષણમાં નાશ જો;
અર્થ વિચારે મોટો એહ અનર્થ છે,
ધર્મ વિચારે અધર્મનોજ પ્રકાશ જો.—શા૦ ૮

વીર્યવિના તો કામ તમામ નકામ છે,
મોક્ષતણું રક્ષાવણ ન્હોયે વેણ જો;
પ્રેમ અને પુરૂષારથ ખોઈ પ્રપંચથી,
દ્વેષ-કલેશમાં મચ્યા પચ્યા દુખદેણ જો.—શા૦ ૯

માંસ વ્યસન વ્યભિચારે છે વૃત્તિ વળી,
ગળી ઘણી લાગેછે નિંદા નીચ જો;
ઉચ્ચ આર્ય અભિમાન જ્ઞાન ઉંઘી ગયાં,
ગયો સુજશ તે મળી કપટને કીચ જો.—શા૦ ૧૦

ન્યાયી †નયી દયાળુ પૂર્ણ પવિત્ર છો,
તો કયમ ટાળો નહિ પ્રજા-પરિતાપ જો;

---

* કૉલેરા. † વિવેકી.

આપતણી કરુણાની તો અવધી બધે,
પસર્યો બુદ્ધિવંતાં આપ પ્રતાપ જો.—શાણી૦ ૧૧

દેશોદયનું દ્વાર ખરેખર ગાય છે,
ગાયવડે છે મોટી મોજ દરોજ જો;
વિદ્યા હુન્નર કેળવણી ઉદ્યોગ ને,
ન્યાય સુધારા પોલિસ કેરી ફોજ જો.—શા૦ ૧૨

રક્ષણ સહુનું ગાય કરેછે સર્વદા,
અખિલ વિશ્વને જેનો છે આધાર જો;
તે આભાર વિસારી રેંહસી ખાય તે,
ગોહત્યારા મુંજીને દો માર જો.—શાણી૦ ૧૩

જ્ઞાતાને ઝાઝું શું કહેવું વીનવી,
કાન ધ્યાનમાં લેશો તો બહુ સાર જો;
આશિષ દેશું અંતરના સંતોષથી,
ગાશું આપતણા ગુણ વારંવાર જો—શા૦ ૧૪

---

## સર્વ સંપત્તિ ગાયથીજ છે.

### ગરબો.

"પ્રેમની પ્રેમની પ્રેમની રે મને વાગી કટારી પ્રેમની"—એ રાહ.

ગાય છે ગાય છે ગાય છે રે,
ધન ધાન્યતણું મૂળ ગાય છે.—(ટેક).

પાય છે જે પય માયના સરીખું,
ગુણ તેના તો ગવાય છે રે;—ધન ધાન્ય. ૧

ભેંસનું ભારી ને બકરીનું હલકું,
ગાયનું સમાન ગણાય છે રે;—ધન ધાન્ય. ૨

વિયાય છે વળી જે નવ માસે,
વૈદકનો અભિપ્રાય છે રે;—ધન ધાન્ય. ૩
ગાય પોષાય તો ખેતિવાડી ને,
દેશ આબાદિ છવાય છે રે;—ધન ધાન્ય. ૪
બળદ મળે વળી બહુ બળવંતા,
સાંતીમાં જે જોતરાય છે રે;—ધન ધાન્ય. ૫
ખેતિ ઉદ્યોગનું દ્વાર એ ખરેખર,
આળસમાં અટવાય છે રે;—ધન ધાન્ય. ૬
અન્ન-વસ્ત્ર શાક પાક પામો અનુપમ,
કાન સિદ્ધાંત સદાય છે રે;—ધન ધાન્ય. ૭

---

## भरतभूमिनी दुर्दशा.

### રાગ બંઝારા.

"મુજે છોડ ચલા બંઝારા."—એ રાહ.

રે ભરતભૂમિ રઢિયાળી, રસ કસથી પૂર્ણ રૂપાળી (ટેક.)
તુજ દશા થઈ શી આજે, દેખી મુજ દીલડું દાઝે;
ભય ભિરૂતા સઘળે ભાળી—રે ભરતભૂમિ રઢિયાળી. ૧
ક્યાં છે શૂરવીર શિવાજી, બ્હાદુર અકબરશા કાજી;
જે છત્રપતિ મતિશાળી-રે ભરતભૂમિ રઢિયાળી. ૨
તુજ પુત્ર પ્રતાપ અનૂપ, વિક્રમ દેવતા સ્વરૂપ;
ભડ ભોજ દિલિપ હદ વાળી—રે ભરતભૂમિ રઢિયાળી. ૩
ગો બ્રાહ્મણના પ્રતિપાળ, પ્રેમાળ સુબુદ્ધિ વિશાળ;
દળતા દારૂણ દુખ ખાળી—રે ભરતભૂમિ રઢિયાળી. ૪
ખેતી સહુ સુખની ખાણ, જે આપે પદ નિર્વાણ;
તે વધારતા સંભાળી—રે ભરતભૂમિ રઢિયાળી. ૫
ગોસેવન વર્ધન પ્રીતે, થાતું પ્રતિનિત્ય સુરીતે;
પાતક પાખંડ પ્રજાળી—રે ભરતભૂમિ રઢિયાળી. ૬

સુખ સંપત સર્વે ગુમાવી, બેઠા તન ખાખ લગાવી;
કેમ મળો ટીલી કાળી—રે ભરતભૂમિ રઢિયાળી. ૭
તુજ તેજ ચળકવા કાજે, ઇચ્છે જો જન સહુ આજે;
પ્રભુ કાન દૃષ્ટિ કરૂણાળી—રે ભરતભૂમિ રઢિયાળી. ૮

---

## स्त्रीओनी फरज.

### ગરબો.

"અલબેલી રે અંબે માત, જોવાને જઇયે"—એ રાહ.

સહુ કામનીનું એ કામ, ગોરક્ષણ કરવું;
નથી અવિચળ આ ધનધામ, છે અંતે મરવું. (ટેક)
મરણતણો ભય નિશ્ચય જાણી, દોષ થકી દીલ ડરવું રે;
હિંસક કર્મો હણવા માટે, તન મન ધન વાવરવું.—ગો૦ ૧
કાંતા વચન કવિતા જેવું, મનહર મધુર ઉચ્ચરવું રે;
જગનું જેમાં હીત સમાયું, એ શુભ પગલું ભરવું.—ગો૦ ૨
સર્વે સુધારા સુખનું સાચું, માનુનો મૂળ સમજવું રે;
માનુની માન્ય કરે તે માન્યજ, અન્ય પડેછે તજવું.—ગો૦ ૩
સીતા સાવિત્રી દ્રૌપદી ને, અનસૂયા ભોગવતી રે;
પતિસંમતિયે ઉત્તમ કાર્યો, કેવાં નિત્યે કરતી?—ગો૦ ૪
ગાય પાળવા પ્રેમ ધરો તો, થાએ જલદી ક્ષેમ રે;
બચે બિચારા ઉત્તમ પ્રાણી, આણો ઉરમાં રે'મ.—ગો૦ ૫
આ સંસારરૂપી સાગરથી, તુરત હોય જો તરવું રે;
'પ્રાણ પ્રમાણે ગાય પાળવી,' નિશ્ચયથી નવ ફરવું.—ગો૦ ૬
ગૌરી ગુણવાળી રૂપાળી, દુઃખ એનું દીલ ધરવું રે;
માત પ્રમાણે સેવા કરવી, વા'લ નહિ વીસરવું.—ગો૦ ૭
લાખો જીવ કસાઈ લેછે, તેનું થાય ઉગરવું રે;
પુણ્યતણા એ પંથે પ્રેમે, કેમ ન કાન વિચરવું?—ગો૦ ૮

---

# ગોસેવા કર્તવ્ય.

## પદ—સામગ્રી-ઈત્યાદિ.

" વનચર વીરા રે વધામણી, કહે ક્યાં થકી લાવ્યો "—એ રાહ.

શરમ છે આર્ય સમસ્તને, ભમ્યા ભરમે ભૂલાઈ;
દેશ કલ્યાણની દીલમાં, દરકાર ન કાંઈ.—શરમ છે૦ ૧
આપ સુખે સુખિયા ગણી, પર પીડ ન જાણે;
રીબાય ગાય ગરીબ તે, ખ્યાલ સ્વપ્ને ન આણે.—શ૦ ૨
ગોચરણોને કારણે, ભૂમી છૂટ મૂકાતી;
ચરતાં પશુ સુખ ચેનથી, શાન્તિ સઘળે જણાતી.—શ૦ ૩
દેશી વિદેશી રાજ્યથી, થઈ બંધીઓ ભારી;
વસુ વણુ તસુ જગા ના જડે, પશુ રોય પુકારી.—શ૦ ૪
દેશી વિદેશી રાજવી, હજી બંધન કાપો;
ગોચરણોને કારણે, છૂટ જગ્યાની આપો.—શરમ૦ ૫
જંગલ ખાતું ચાલુ થતાં, ગયું મંગલ મૂળ;
ઝાડ કે પાતરૂં ના જડે, ધારાની મહા શૂળ.—શરમ૦ ૬
તાબુ મીઠાની થઇ પડી, કર તે પર બેઠો;
પ્રકૃતિ બગડી પશુતણી, જાગી જોય ન શેઠો.—શરમ૦ ૭
ખેતિનાં મોટાં મહેસૂલથી, ખેડુતો બુમ પાડે;
ઢોર સુખે ન પાળી શકે, વાંક કર્મનો કાઢે.—શરમ૦ ૮
પાળેલાં ઢોરો પિડા થકી, આમ વેચે રીબાઈ;
જાય કસાઈના કરવિષે, એમાં શી છે નવાઈ?—શર૦ ૯
એવી અતિશય અડચણો, લખતાં પાર ના'વે;
સર્વે સંપી પગલાં ભરે, કાન સુયશ સુહાવે.—શર૦ ૧૦

# વેચવાનાં પુસ્તકો.



શ્રીપરમપદબોધિની (સચિત્ર—બીજી આવૃત્તિ.) ... ... ... ૧—૪—૦

આર્યઔષધ. (થોડીજ બાકી છે)... ૪—૦—૦

સુભાષિતલહરી. (તૈયાર થાયછે) ... ૧—૦—૦

સુબોધસંગ્રહ. (થોડીજ બાકીછે).. ૦—૧૨—૦

સુંદરીગુણમંદિર. (બીજી આવૃત્તિ). ૦—૧૦—૦

ગંગતરંગ. (છપાયછે).. ... ... ૦—૧—૦

ગોરક્ષક—ગરબાવળી... ... ... ૦—૧—૦

મુંબઈ—મ્હારી પાસેથી.—ઝવેરબાગ, પંડિત જેઠારામ મુકુંદજી,—રામવાડી ઈશ્વરદાસ લાયબ્રેરી—તેલવાડી, વસનજી પરમાનંદ;—કાળકાદેવી, પુસ્તક પ્રસારક મંડળી.

અમદાવાદ—ગૂજરાત વર્નાક્યુલર સોસાયટી.

રાજકોટ—રા.રા. કહાનજી સુંદરજી, પોષ્ટક્લાર્ક.

ખંભાળિયા—રા. રા. વીરજી ઝીણા ડાક્ટર.

કહાનજી ધર્મસિંહ,

ચંપાવાડી, ન. ૨૯ મુંબઈ.